## આ લેખકનાં બ્હાર પડેલાં પુસ્તકો—

પુલોમા અને બીજાં કાવ્યો..............રૂ. ૧-૮-૦

શીતા (પાકું પુઠું)........................રૂ. ૧-૦-૦

કૃષ્ણકુમારી (દ્વીરંગી છાપમાં) પાકું પુઠું....રૂ. ૦-૧૨-૦

નીચેનાં પુસ્તકો થોડા વખતમાં બહાર પડશે.

મહાત્મા અને બીજાં કાવ્યો

મેના અને બીજાં કાવ્યો


મળવાનાં ઠેકાણાં—

મેસર્સ જીવણલાલ એન્ડ સન્સ, મુંબાઇ

શ્રી. કાલીદાસ સેલત પ્રતાપ ઓફીસ, સૂરત

ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ

શ્રી. અમૃતલાલ કિરપાશંકર ભટ, ઉમરેઠ

આ કાવ્યનું વસ્તુ મેવાડના ઈતિહાસમાંથી લીધેલું છે. કર્નલટૉડે આપેલો હેવાલ ઘણો કરૂણ છે. તેમના બનાવેલા "રાજસ્થાન" નામના પુસ્તકમાંથી તે વૃત્તાંત સબંધીનો ઉતારો આ કાવ્યને અન્તે પરિશિષ્ટમાં આપેલો છે.

આખું કાવ્ય કૃષ્ણકુમારીના મુખમાં મુકેલું છે અને તે અનુષ્ટુપ્ વૃત્તમાં છે.

અ. ના. ભટ

( ૧ )

પ્રદોષે પ્રીત-પોષંતી
કલિકા કૌતુકે—કસી,
માધુર્યે માણની માતી,
પ્રમોદે—પૂર્ણ હિંચતી, ૧

નમેલી વેલને દેહે
લલામી લલિતે ભરી.
શિશુ શું માતને ખોળે ?
વ્યોમ શું તારકાવલિ ? ૨

વ્હાલથી આવતો વાયુ
લીલાએ લ્હેકી ચાલતો
ખેલવા શિશુની સાથે,
મેઘ વ્યોમે શું મ્હાલતો? ૩

ચંચલા મન્દ ને મંજુ
મ્હેકતી વાસ મીઠડી,
ચોંટતી ચિત્તમાં વેગે,
પ્રાણુની પ્રેમ–ગોઠડી. ૪

આવતો ખેલને–ખીલ્યો
ભૃંગ જો ગાન–ગુંજતો,
ગંમતે કરવા ગોષ્ટિ,
શીળાં અંજન આંજતો. ૫

જંતુઓ ગુણુ–જલ્પંતા
સોહંતા સુક્ષ્મ દેહથી
ધાવતા ધૂન–ધારંતા,
શિશુના શુદ્ધ સ્નેહથી. ૬

સંધ્યા સુરંગ રંગીલી
આછેરાં ચીર શું ધરી,
મોહની મિટ માંડીને
રૂચિરા રૂપમાં-ભરી, ૭

શાન્તિ ને સ્મિતથી શોભ્યા
શોભ્યા શીળા પ્રસાદથી
માધવી મુખ રાજંતી,
આવતી ગરવી ગતિ. ૮

હર્ષથી હોંસથી હૈયે,
ભેટતી ભદ્ર ભાવથી,
ભ્રાન્તિ—સંભારને ભાગી
રંગતી રસ—લ્હાવથી. ૯

શ્રાન્ત થૈ શાન્તિને ચાહી
વ્યોમ ને વસુધા ભમી,
વિશ્રમે વિહગો વૃક્ષે,
ક્રીડનો કૈં ગયાં શમી. ૧૦

મધુરા નાદ મોદંતા,
લોલ કલ્લોલતા કલો,
ભુલતા કુટિલી લીલા
દેખીને દર્શ આ ખલો. ૧૧

શાન્તિના સૂરમાં સોહ્યું,
સુખ-સંભારથી ભર્યું,
દુઃખને દંડ દેવાને
સ્થાન આનંદમાં ઠર્યું. ૧૨

ભૂપના ભવ્ય પ્રાસાદે
ખીલતી કુમળી કળી,
શૈશવે શિષુના સંગે
ભગિની-ભાવથી ભળી. ૧૩

વાણુ મંજુ મીઠી કાલી
બોલી મ્હેલ ગજાવતી,
આવતી અધીરી આંખે
દાસીઓ દ્રુત ધાવતી. ૧૪

પિતાએ પ્રેમથી પોષી,
માતાએ મધુ વાણુથી
બુધ્ધિના બળને પોષ્યું
કથાઓ કૈં કથી કથી. ૧૫

પ્રેમની ગ્રંથીએ ગુંથી
કુળા જીવનની કડી,
પ્રભુના ભાવ ભાળીને
ભકિતના રસમાં ચઢી. ૧૬

પિતાના પુણ્યથી પેખ્યા
માતાના રકતથી રચ્યા
અંતરે વાધતા વેગે
વિચારો પ્રેમથી પચ્યા. ૧૭

રમ્યતા રંજતી ન્યાળી
યૌવનના અંકે અડી,
વિસ્તારી મુખ ને નેણાં
હજારો આશ છે ખડી. ૧૮

તરંગો તાનમાં નાચે
કલ્પનાના રથે ચઢી,
વેણુ મ્હારૂં ઉથાપે ના
મુગ્ધ—માધુર્ય માવડી. ૧૯

પ્રાસાદે પ્રેમથી પૂર્યા
વૈભવો વિવિધે રૂપે,
વંશના ટેકથી ટેકયા
ભૂયિષ્ટા ભાવથી ભૂપે. ૨૦

દિવસે દાખતી દિલે
સૌરભો શૌર્યની અતિ,
જ્વલંતી જોમની જ્યોત,
મોદમાં મદમાં મતિ. ૨૧

રાત્રીએ રસની રેલો
રંગતી રકત-રંજતી,
વિમળી એ વિશુદ્ધિમાં
નિજાનંદે શું નંદતી. ૨૨

વિકારી વાયુ ના વ્હાયે,
સરેછે સાધુતા જયે,
સ્થિર છે શૈલના જેવું
હૈયું, ના હઠતું ભયે. ૨૩

તંત્રનો તાકતી કાણુ,
સ્વૈરતા નહિ આચરૂં,
બંધનો બળથી બાંધ્યાં
દક્ષતાથી દૂરે કરૂં. ૨૪

માનસે રમતી મીરાં,
મીરાંમાં મતિ મોદતી,
કુમુદે કુદતી દીસે
ચંદ્રિકા દર્શની–દ્યુતિ. ૨૫

પિતાને માતની ભકિત
રકતમાં શું રમી રહી
શ્રદ્ધાના સ્રોતથી સીંચી,
ગંગા ગૂઢ–ગતિ વહી ? ૨૬

નિર્મળું વ્યોમ શર્દે છે,
　　નિર્મળું માત મુખડું,
નિર્મળું ચંદ્રનું જ્યોતિ,
　　નિર્મળું નેણ મીઠડું. ૨૭

માતની મધુ છાયામાં
　　જીવનની ઘડીઓ રમે,
ભાવિના ભણકારા તો
　　ભાનમાં ભાળું કો સમે. ૨૮

ઉર્જ્વલંતી ઉરે વાસી
　　આગ જેમ અથાગ છે,
અસ્ત અંધારના ભેદો,
　　નાચંતું દીન ભાગ્ય છે. ૨૮

પિતાના તર્ક પેખંતા
　　ભવ્ય પ્રાસાદ ભૂપના,
લક્ષ્મીના લાડ કલ્લોલ્યા,
　　રીઝતા રસ—કૂપના. ૩૦

વાટિકા સરને તીરે
પૂર બ્હારે રહી ખીલી,
ખીલતી ગગને શર્દે
ઇન્દુની કિરણાવલિ. ૩૧

ખીલશે રસ—માળીના
સંગથી બાળ—વાટિકા,
વસંતે વાસી વારિમાં
પદ્મકેરી પ્રફુલ્લતા. ૩૨

આવા કૈંક તરંગો શું
પિતાનો પ્રેમ પોષતા.
સ્નેહીની શુભ વાઞ્છાઓ
દેવ કો દી ન દોષતા. ૩૩

માત તો મુખડે દેખે
મતિનું માન મોડતા
પ્રકાશો પૂર્ણ જ્યોતિના,
દુઃખ તિમિર તોડતા. ૩૪

મહારાજાતણી રાજ્ઞી
ભવ્યતા ભરતી ભરી,
મ્હેલમાં મ્હાલતી માતી
ધુરા રાજ્યતણી ધરી. ૩૫

શિશુઓ શૌર્યમાં શોભ્યા
અંક વારૂ વિરાજશે,
કીર્તિ ને યશ વ્હોરીને
માતૃ—કુળ નવાજશે. ૩૬

આવશે દેશ આજાના,
માતા મંન પ્રફુલ્લશે,
કુમુદો કૌમુદી દેખી
કાન્ત કાસાર ખીલશે. ૩૭

ચિતોડી દેશના ડંકા
સાંભળી ચિત્ત જાગશે,
જેમ કેસરી—શિશુકેરૂં
શત્રુનાં શૂર ભાગશે. ૩૮

૧૪૪૬૭

છુપાઇ રાખમાં છાની
વીર્યની ચીણગારીઓ,
જાગશે જ્યોતમાં જાણે
સવિતા વાદળી-છુટયો. ૩૯

તત્વ—પોષક તેજેથી
ઉર્વીને અજવાળશે,
પીને પ્રાણ-રસો પૃથ્વી
રંગ નૂતન ન્યાળશે. ૪૦

આવા ચિન્તનમાં ડુબે
માતા વાસર યામિની,
ભવ્ય ભાવિ ન ભાળે શું
રાજવંશજ માનિની? ૪૧

સખીઓ સાથમાં રહેતી
પ્રકાશી પ્રેમ—પાવકે,
નર્મ ગોષ્ટી કરી રાચે,
લીલા કથની આલપે. ૪૨

ભાવિ જીવનનો હેતુ
કંથનું હેત ભાળતી,
પ્રેમાભાસતણી જાણે
મંન લગની લાગતી. ૪૩

અંતરે તર્ક ના રૂચે,
રૂચે ના રંગની ઘડી,
લેખતી મુજને મંને
ગર્વના ગૌરવે ચઢી. ૪૪

દેશના ભાવિના વેગે
વિચારો નિત આવતા,
દેશના ભાવિના ડંકા
દેશ—પ્રેમ ગજાવતા. ૪૫

ભૂપના ભાગ્યમાં લેખું
રંકની દીન રંકતા,
શાન્તિમાં કદી શોચે ના
કંગાલો સુખ—ઝંખતા. ૪૬

વિલાસે વૈભવે રાચ્યા
કુંડાળાં કપટે કરી,
દુઃખમાંહી ડુબેલી આ
જંનતા મનથી સરી. ૪૭

દુઃખતા દીનની કોદી
ચંડ વિક્રાળ વાધશે,
ભૂપનો ભવ્ય પ્રાસાદો
ધરાની ધૂળમાં જશે. ૪૮

રાજાએ રક્ત જે ચુસ્યું
રક્ત કંગાળ રાચશે,
કારમા લક્ષ્મીના નાશે
મૃત્યુ ભૈરવ નાચશે. ૪૯

અંતરે આ તરંગોનું
જોમ પ્રબળું જાગતું,
દીનતા દોડતી હૈયે
મ્લાનતા મુખ માગતું. ૫૦

અશ્રુઓ આંખમાં આવે,
ભૂમિ ભારદુઃખે નમી,
નિદ્રા નાસે, મને મ્હાલે
રંકતા દુઃખમાં દમી. ૫૧

પિતા ને માતની પાસે
વાત કંગાલની વદું,
હસંતાં ઉચ્ચરે "ક્યાંથી
જગતને જાણતી હજુ?" ૫૨

જાણું ના ચુપ જે ચેત્યો
દુઃખનો દવ અંતરે,
નિસાસા નિકળે નિત્યે,
શોષતો સાર એ સરે. ૫૩

સંધ્યા રાગીલી રાજંતી,
આવરો રજની હવે,
શ્યામતા સરતી ધીમે
લીલા કૌટિલ્ય ઉદ્ભવે. ૫૪

સંતાયો શશી સોહન્તો,
વાદળાં વ્યોમમાં રમે,
તારકો ના તરે નેને,
અંધારૂં ભુવને ભમે. ૫૫

ગ્રાહશે યમના ગ્રાહે
ભીષણે રૂપ લ્હેરતું,
ગ્રાસશે મૃત્યુના ગ્રાસે
ઘોર તિમિર ઘેરતું. ૫૬

વર્તમાને રહ્યા દેખી
સંભારો સુખના નવા,
આપત્તિ આવતી માને
જંનો મોદ-મદે ભર્યા? ૫૭

તા. ૧૫-૯-૨૮

( ૨ )

જોધાના વંશનો જોદ્ધો
માન મોજમદે ભર્યો,
ચિતોડી દુર્ગ લેવાને
આવીને અચળો ઠર્યો. ૧

જગતમાં સિંહ એકાકી
નહિ અન્ય સમોવડો,
જેપુરી ગાજતો ગર્વે
લગ્નની લગની ખડો. ૨

રૂપની મોહિની–મોહ્યા,
બુધ્ધિનાં બળ વિસર્યા,
રાગને પ્રેમ રંગીને
રાક્ષસો રણ–વિપૂર્યા. ૩

પારખે પ્રેમથી બાળા
રોષીલા રજની–ચરો ?
દાખવે પ્રેમ શું દંશી
દ્વેષીલા અહિ ભૂચરો ? ૪

"જાગતો પ્રેમ પ્રાબલ્યે"
માનતા માનવી હીણા,
ઝુલતા સૈન્ય લૈ જંગે
વગાડી યમની વીણા. ૫

લગ્નના મ્હાલવા રંગે
દાવ દારૂણ ખેલતા,
નિશાએ નિકળ્યા સ્હેલે
નાગરાજો શું ડોલતા ? ૬

રાઠોડી દુર્ગ લેવાને
લાડીના લોભથી ચળી,
કાળશો કછવો કુદે
અન્ય સ્હાયથકી બળી. ૭

જાતને જાત સંહારે,
રાઠોડો રણમલ્લશા
શત્રુની સ્હોડમાં પેઠયા
ગારવો ગઢ ઘેરવા. ૮

માનને મ્હાત છે કીધો,
પડાણો પક્ષમાં પળ્યા,
ક્ષત્રીયો રક્તની શકિત
તજી યુકિતમહીં ભળ્યા. ૯

છેહ દે નીચ નીચા થૈ
રાચીને કપટી કળા,
લક્ષ્મી લીલા લહી લાંચ્યા
શત્રુઓ મિત્ર થૈ મળ્યા. ૧૦

જેપુરી ઝંખવાણો છે,
ગર્વ જે ગગને ચઢયો
પેઠો પાતાળમાં પૂરો
બળીને ચરણે અડયો. ૧૧

જન્મનો હેતુ શું જાણ્યો?
શું જાણ્યો બની રાજવી?
ધર્મ શું દિલમાં ધાર્યો
ધરાનું હિત ચિન્તવી? ૧૨

જંનતા પરિપોષે છે
રાજાનું રકત અંગમાં,
પોષતી હિમની ધારા
ગ્રિષ્મમાં જળ ગંગમાં. ૧૩

દ્રવ્યનું દાન શેં દેતા?
હૈડામાં હિત ચિન્તવા,
ભોગના ભોગ દેઈને
દબાતા દુઃખમાં જતા. ૧૪

સૃષ્ટિનું શ્રેય ચાહીને
ભૂપને પરિતોષતા,
દોષ દારિદ્ર વેઠીને
રાજને નહિ દોષતા. ૧૫

ચિત્તમાં ચિન્તવ્યાં કો દી
દીનનાં દવ–દુઃખડાં ?
હાડ ચામ બન્યા દેહો
નેનની નજીકે ખડા ? ૧૬

વૈભવે વાસીને નિત્યે
શાન્તિમાં શયને સુતા,
લક્ષ્મીની લ્હેર શું લેતા
રંગમાં રાત ગાળતા. ૧૭

રત્ન ને મૌક્તિકે દીપ્યો
દેવકો દેહ ઉર્જ્વળો,
ખાદ્ય ને પાનના પ્રાણે
રક્તિમા રંગ ઊછળ્યો. ૧૮

ભૂષણો ભવ્ય ના શોભે
હાડ ને ચામ સન્મુખે,
લાજ ના દિલ દેખીને
પેટ ઉંડું ગયું ભૂખે? ૧૯

ધિક્ક છે નગુણા નીચા
રંકનું રક્ત શોષતા,
જાય ના મુખડાં નીચાં
ગુણીશા ગુણ ઘોષતાં? ૨૦

રાગના પંકમાં રોળ્યા,
કામના કામણે વસ્યા,
લગ્નનો અર્થ શો જાણ્યો
લીલાના લક્ષ્યથી લસ્યા? ૨૧

પ્રૌઢા પ્રાસાદમાં પુરી
સુંદરી રૂપ—રંજની,
નિર્દોષી નાચતાં નેણાં
સુર-સ્ત્રી-ગર્વ—ગંજની. ૨૨

રતીના લ્હાવ ત્હેં લીધા
ગર્વમાં તું ગયો ગળી,
સ્વર્ગનાં સુખ લેતો શું
સૂર તું બનીયો ભૂમિ ! ૨૩

લગ્ન આ ત્હેં ગણ્યું ત્હારૂં ?
લગ્નની ઘડીઓ ગણી.
કોમળી ચિત્ત-વૃત્તિઓ
વિચારી સ્ત્રીત્વ શું ગણી ? ૨૪

હૈયામાં લાગતી હોળી
અખંડી અંશ પ્રજ્વળી,
અંગારા ધીકતા અંગે
નિહાળ્યા કો દી માનવી ? ૨૫

કેદમાં બાંધી ત્હેં બાળા,
પીંજરે હાડ—પીંજરૂં,
જીવ જેનો પ્રફુલ્લ્યો ના
પીંજરે પંખી પાંગળું. ૨૬

રાગમાં ગાન ગાઓ તે
ગાન ના ઉરમાં ગમ્યાં,
ગાન એ કારી ઘાવોનાં,
અંતરે દુઃખડાં શમ્યાં. ૨૭

સ્ફુટિકે રમ્ય રાજંતા
પ્રાસાદે સુખ ધારતા,
ગૌરીના મુખની ગ્લાની
વિલોકી હામ હારતા. ૨૮

શ્વેત એ શ્યામ રંગે છે
નિશ્વાસે શ્યામળા ધૂમે,
દીઠા કે અણદીઠા તે
રાત દિન રહ્યા ધૂમે. ૨૯

લગ્નમાં ઉન્નતિ દીસે,
નર્કશી નબળી ગતિ,
અંધારા ખાડમાં ખૂંપ્યાં
પાંગળાં મન ને મતિ. ૩૦

ગમે ના જ્ઞાનનો જ્યોતિ,
નહિ સ્વાતંત્ર્યની છટા,
ગમે છે અંતરે ત્હારા
ગાઢી તિમિરની ઘટા. ૩૧

ઘૂડ તું ઘોર ઘોરેછે,
અંધકાર રહ્યો રમી,
દ્રુમમાં દોડતો ખાંતે
ભુવને ભટકી ભમી. ૩૨

તજને વર્જતાં ત્હારાં
દૃષ્ટિ-લુખાં દૃગો બને,
પ્રહારે વિહગો તુંને
ચઢે જો નજરે વને. ૩૩

ક્ષુદ્ર જંતુતણું જીવ્યું
ત્હારે જીવન ભાળીચું,
થાઇને ધરણી લોટે
ધૂળ ભેગું ભળી ગયું. ૩૪

આત્મની જ્યોત જ્યાં જાગે
    ક્ષુદ્રતા દૂર ભાગતી,
રમ્યતા ત્યાં રમે સ્નેહે,
    દુઃખની નહિ ત્યાં ગતિ. ૩૫

પ્રેમની જ્વાળ જ્યાં ઉઠે
    પ્રાણુ પૂર્ણુ પ્રકાશશે,
દીપી અન્ય દીપાવીને
    ભુવને જ્વાળ ભાગશે. ૩૬

સ્વર્ગ ને વસુધાકેરી
    કાન્તિ નૂતન નૂરમાં
ખીલશે પ્રાણીના પ્રાણો
    ખેલીને સ્નેહ–શૌર્યમાં. ૩૭

પૃથ્વીસુ પ્રેમને નામે
    હિંસાનું બળ જો હિસે,
નર્કનાં દ્વાર છે ખોલ્યાં,
    દુર્ગતિ અવળી દીસે. ૩૮

પ્રેમ ત્યાં પ્રભુને પેખો,
આત્માનંદ ઉછાળશે,
એકતા—રસ રેલીને
દ્વૈતના ભેદ ભાગશે. ૩૯

દુઃખ બંધનનું હરે,
સત્ય ને શાન્તિથી રસ્યાં
આવશે સુખ ને શ્રેયો
અનંતા ધામમાં વસ્યાં. ૪૦

તા. ૧૫–૯–૨૮

( ૩ )

લગ્નનું લક્ષ ના લાગે,
    લગ્ન લુબ્ધાવવા મથે,
ત્રાસ ને ભય ભાખીને
    લગ્નની ઘટના ઘટે. ૧

ગર્વમાં ઘુરકે સિંહો
    કૃષ્ણાનો કર ગ્રાહવા,
ભોગવી કાન્તિ કૃષ્ણાની
    કૃષ્ણાનું કુળ તારવા!! ૨

શ્રૃગાલો શાન્તિ-હીણા આ
ચામ ને માંસ ચુંથતા,
ભંગુરે ભાગ્ય શું રહેતા,
ગર્વ માનસ ગુંથતા. ૩

તર્કમાં મન મુંઝાયે,
દી નિશે દિલમાં ડુભે,
પિતાને કારી ઘા લાગ્યો,
પુંઠયો રાહુ શશી નભે. ૪

ક્ષત્રીનો ટેક ના ટેકે,
લાજ વંશની લાજતી,
ધર્મ-ભ્રષ્ટોની સાથે શું
લગ્નની ગ્રંથી છાજતી? ૫

પુછે ના પુત્રીને કોએ
છુપી વાત અહિં છળે,
છવાઇ મુખની છાયા
ઘન ઘૂમ્યાં શું વાદળે? ૬

આંસુની ધાર આંખેથી
અખંડી ઉષ્ણુ છે વહી,
વર્ષાસુ વારિ—રેલંતી
વાદળી વરસી રહી. ૭

શોક ને ભયથી છાયા
મતિ માનસ મંથતા
તરંગો માતને તાવે
પુત્રીનું પ્રેય ઝંખતા. ૮

શિશુ સંકષ્ટ શોચીને
વંનમાં વકરાયલી
ધ્વાન સિંહણના ઘાતા
ગાઢે શોક ઘવાયલી. ૯

પિતા પુત્રીતણુ મૃત્યુ
છુટવા યમ-પાશથી
વાગ્-છતા, વાણી શુ કાઢે ?
હિંસા હીણી થતી છતી. ૧૦

માતને મનડે મન્યુ
પિતૃ-વાગ્-છાથી વાસતો,
જ્વાળ કારી પ્રજાળીને
વાસ વહ્નિ વિનાશતો. ૧૧

રક્ષવા પુત્રીના પ્રાણો
પોતાના પ્રાણ અર્પતી,
સાધવા શિશુનાં સુખો
રાત્રી વાસર જલ્પતી. ૧૨

મારવા રક્ષવા કેરી
સ્પર્ધા છે રણવાસમાં,
મૃત્યુને મારતી નિત્યે,
નહિ જીવન આશમાં. ૧૩

રક્ષવા રાજ્યની લાજો,
પુત્રીના પ્રાણ પાડવા,
વિનવે રાજ-સ્તંભોને
ઐહિકે સુખ લાડવા. ૧૪

"રક્ષવા નાશથી પ્રાણી
  રાજનો ધર્મ રાજતો,
નાશવા કુમળી કન્યા
  રાજનો ધર્મ લાજતો." ૧૫

વદીને વચનો આવાં
  નકારે કાળની કૃતિ,
હોય જ્યાં શૌર્ય ત્યાં હોયે
  જવાને નીચતા ધૃતિ? ૧૬

રામના વંશજો આ છે,
  શુદ્ધ શું સૂર્યના સમા!
ડાઘ ના સાંખતા કો દી
  રામ–ટેક સમો વડા! ૧૭

ભ્રાતને વિનવ્યો ભાવે
  રાજ્યનું રક્ત રક્ષવા,
મુક્તિ–માર્ગતણી આશે
  કન્યાનો દેહ ભક્ષવા. ૧૮

"વિધાતી વિઘ્ન છે વિશ્વે,
દીનતા મુખડે દીસે,
સાહ્ય આપતમાં આપે
ભ્રાત! કો ધરણીવિષે? ૧૯

બુધ્ધિ જો બનતી બ્હેરી,
દુઃખના દરિયે ડુબ્યો,
નૌકા નાવિક જો થાયે,
વિનાશી વેળથી છુટયો." ૨૦

સાંભળી વર્તીને વાણી
પ્હાડ પાષાણુ પીગળ્યો,
સૂર્યનું તેજ સાંખીને
હિમ હિમાલયે ગળ્યો. ૨૧

તીણી છે અસિની ધારા,
તીણી વેગવતી કરે,
ભરીને માનસે મૃત્યુ
મ્હેલમાં મુજ સંચરે. ૨૨

યોગમાં યમનો ભ્રાતા,
ઉગ્રતા ભીમ ભૈરવી,
ચાલમાં ચંડ શું દીસે,
ઉગ્રતા ગ્રિષ્મમાં રવિ. ૨૩

" કૃષ્ણા " " કૃષ્ણા " મુખે બોલે,
વાણુ ભીષણુ કારમી,
લાગતી મૃદુલી મીઠી
ભૈરવે નાદ હું રમી. ૨૪

સ્મિત હું વદને સોહે,
પાદમાં ત્વરથી પડું,
" કાકાજી " વદીને વ્હાલે
કાકાના ચિત્તડે ચઢું. ૨૫

નાનાવિધ તરંગોના
મુખપે રંગ નાચતા,
આંખડી પલટા આપે
મૃત્યુના ભાવ ભાવતા. ૨૬

પ્રભાવી પ્રેમ નિર્દોષે
કુમારી હૃદયે રમે,
પ્રેમ–નિર્દોષની વાણી
મૃત્યુને મનડે ગમે. ૨૭

કરાળું મુખ મૃત્યુનું
આવ્યું પ્રેમળ પાશમાં,
શમી હિંસાતણી રેલો
વિચિ વારિધિ–વાસમાં. ૨૮

નિશાસા નાખતો મોટા,
આવ્યા પ્રસ્વેદ બિન્દુઓ,
દેહના બંધનો ઢીલા,
તાપ સંતાપ ઉભર્યો. ૨૯

અશ્રુઓ છાય આંખોને,
તેજ તિમિર છાયછે,
ફેરમાં ઘુમરાઇને
પૃથ્વિપે પછડાયછે. ૩૦

" હાહાકાર " થયો ત્યાં તો,
દોડતાં દાસ દાસીઓ,
મૃત્યુના મુખમાં દીઠો
મૃત્યુ મૂર્ત હતો ઉભો. ૩૧

શાન્ત ને શીળ ચર્યાથી,
ભાનમાં ભગ્ન આવતો,
વિચારો વેગથી ફેંકી
પશ્ચાત્તાપ બતાવતો. ૩૨

ખડે છે ખડ્ગની ધારો,
રોષથી રાખતો દૂરે,
ભેટી, ખોકી શિરે દેતો,
મુકતકંઠ અહા ! રૂએ. ૩૩

કોટને કરમાં લેતો,
સ્કંધપે શિર ટેકતો,
ઉચ્ચ શૃંગથકી વારિ
શૈલ-રાજા શું રેલતો. ૩૪

"પુત્રીને પ્રેમથી પોષી,
ખોળામાં ખીલવી બહુ,
રેલવા રંકનું રક્ત
કર્મ ક્રૂર કરે અહ્યું. ૩૫

વિધાતા! મુજને વાર્યો.
ખુલ્લું ખડ્ગ લઇ ઉભો
પોષેલા પ્રાણ લેવાને,
અંતરે નહિ હું ડુભ્યો. ૩૬

પ્રભુ! તું પ્રેમને પોષે,
રાક્ષસી બળ પાંગળું,
પ્રેમ પૃથ્વીપરે મોટો
પ્રભુનો દૂત હું ગણું. ૩૭

બચાવી મૃદુલી બાળા,
બચાવ્યો નીચ બાપને,
બચાવી ભૂમિ આ દૈવી,
બચાવી ક્ષત્રી જાતને. ૩૮

બચાવ્યો દેહ આ મારો,
શ્યામતા વદને વહે,
ગંગનું નિર્મળું વારિ
ધોવાને શક્તિ ના લહે.” ૩૯

બોલી પાય પડે મ્હારા,
ઉંડા આશ્ચર્યમાં પડું,
હસંતાં નયનો આગે
મૃત્યુનું મુખ છે ખડું. ૪૦

તા. ૧૬–૯–૨૮

(૪)

પિતા તો માગતા મૃત્યુ,
માતા જીવન ઝંખતી,
જીંદગી મૃત્યુની મધ્યે
કુમારી—કાય હિંચતી. ૧

મૃત્યુ એ જન્મનું આદિ,
મૃત્યુમાં રહ્યું દુઃખ શું ?
જન્મથી દુઃખ જોડાયાં,
મૃત્યુમાં નહિ સુખ શું ? ૨

પિતાથી જન્મની સંધિ,
માતા તો પરિપોષતી
ગર્ભને દેહ ગાળીને,
ભાવના ભવ્ય તોષતી. ૩

પ્રાણુથી અધિકી પોષે,
અર્પતી પ્રાણુ પાળવા,
લગારે રંજ દિલે ના
હાડ હિમસુ ગાળવા. ૪

પ્રેમ નિઃસ્વાર્થ જ્યાં જામ્યો
ઉચ્ચ અંતરની ગતિ,
પૃથ્વીના પડ રૂહે તોએ
સ્વર્ગની શુભ સંગતિ. ૫

પ્રાણુ દીધો દઉં પાછો,
આસક્તિ નહિ અંતરે,
પિતાનું શ્રેય તેમાં જો
પુત્રી પ્રેમે નહિ ડરે. ૬

શ્રેય ના, શ્રેય માને તો
પ્રાણ આ પળમાં છુટે,
દેહના તંતુઓ કાચા
તોડતાં પળમાં તુટે. ૭

“ આત્મ-ઘાત સમાને ના
પૃથ્વીમાં પાપ ભાસતું,”
આત્માને અમરો બોધ્યો,
પાપ કો સ્થાન વાસતું ? ૮

પિતાની શાન્તિને કાજે,
રાજ્યનું શ્રેય ચાહીને,
જીવનો ભોગ આપું તો
મૃત્યુ ના ધન્ય શું બને ? ૯

હેતુ જીવનનો કહેવો
જંનતા પરિપોષવી,
પ્રેમને ભરીને ઉરે
બંધુતા જગ તોષવી. ૧૦

દિત માનવનું હૈયે,
કર્મ એ સર્વ-શ્રેષ્ઠ છે,
પ્રભુને પામવા પ્રીતે
કલ્યાણી માર્ગ ઇષ્ટ છે. ૧૧

માર્ગ આ જ્ઞાન-વાદીનો,
મુકતનો માર્ગ માનવો,
શાન્તિનું દાન દેવાને
સાંગોપાંગજ પાળવો. ૧૨

દીધાં ના દેવને હાડો
પ્રેમ-ભીના દધિચિએ ?
આત્મ-ઘાતી ગણાચો શું ?
દેવો શું દિવ્ય ના દીએ ? ૧૩

બાપાના વંશની બાળા
શૌર્યના રસમાં રમી,
વિસ્મરે મનથી કો દી
પદ્મિની પાવકે શમી ? ૧૪

સૈન્ય લૈ જંગમાં આવ્યો,
ઘોર સાગર ગર્જતો,
સ્વરૂપે લલના મોહ્યો
નીતિની હદ વર્જતો. ૧૫

ક્રોધમાં ભરીયો રાણો
દિવ્ય વિક્રમ દાખતો,
જંગના રંગ મ્હાલીને
ભૂપના ભ્રમ ભાગતો. ૧૬

વસંતે રંગને લ્હાણું
પ્રફુલ્લ્યાં પદ્મને હુણે,
દેશ—કલ્યાણ રાચીને
મુંડ—માળા દીએ રણે. ૧૭

કંથને બળ દેવાને,
કંથનો ટેક પોષવા,
ભભૂકી આગને ભાળે
હોંસથી દેહ હોમવા. ૧૮

સૌવર્ણી શિખ અગ્નિની,
સૌવર્ણી કાય કામિની,
ભેટતાં ભસ્મ થાતી એ,
ભસ્મ થૈ અન્ય માનિની. ૧૯

મીરાંએ વિષનો પ્યાલો
પ્રભુના પ્રેમથી પીધો,
પ્રાણ અર્પ્યો પ્રભુને શું,
પાછો તે પ્રભુએ દીધો. ૨૦

ચાવડાકુળમાં જન્મી,
રમ્ય ગુર્જર ભૂમિમાં,
માવડી ! વિલપે શાને ?
રમી તું કર્મ—ભૂમિમાં. ૨૧

દેહ ભંગુર ભાસંતી,
કો દિને નષ્ટ એ થશે,
રહે જો અમરી કાયા,
વિલાપે ગણના વસે. ૨૨

આત્મ ના મૃત્યુ મારતો,
દિવ્ય અમૃત એ લહો,
દેહનું દાન દેઈને
જુદાઈ જ્યોતિની ગ્રહો. ૨૩

મૃત્યુથી દેશમાં શાન્તિ,
મૃત્યુથી શાન્તિ અંતરે
પિતાને પ્રાપ્ત થાતી જો,
મૃત્યુ ના મનડું હરે? ૨૪

યજ્ઞના વિધિ ત્હેં પેખ્યા,
ગીતામાં પ્રભુએ કહ્યા,
યજ્ઞથી ઇષ્ટ—પ્રાપ્તિ છે
મોક્ષના માર્ગ ત્યાં મળ્યા. ૨૫

યજ્ઞને કાજ રાખી છે
નારીની કાય વિશ્વમાં,
જન્મથી યજ્ઞને યોજે,
મૃત્યુ અંતિમ યજ્ઞમાં. ૨૬

પીધા મ્હેં વિષના પ્યાલા,
　　　　પ્રાણ સંહરતા નહિ,
પ્રભુના પાસ પોઢી હું,
　　　　આસક્તિ અળગી થઇ. ૨૭

લાવી દે દીવ્ય આ પ્યાલી,
　　　　દેવના અમૃતે-ભરી,
ઉતર્યાં સ્વર્ગથી દેવો,
　　　　આંખડી વદને ઠરી. ૨૮

પ્રાણો આ પ્રેમને પંથે
　　　　દીપતા દૈવી હામમાં,
ધર્મ અંતિમ ધારીને
　　　　દોડતા દિવ્ય ધામમાં. ૨૯

તા. ૧૭-૯-૨૮

# પરિશિષ્ટ

ટૅાડકૃત "રાજસ્થાન" માં નીચે પ્રમાણે વૃત્તાંત છે—

"........ત્રણ હજાર માણુસોસાથે રાજધાની પાસે જયપુરના રાજાએ પડાવ નાંખ્યો હતો. લગ્નનું માગું રાણાએ સ્વીકાર્યું હતું અને તેવી કબુલત શાપુર ગામે પહોંચી ગઇ હતી. પણ મારવાડના રાજા માને કહેણ મોકલ્યું કે "ત્હમારા બાપ દાદાઓએ તેમની પુત્રીઓ અમારા ઘરમાં આપી છે તો આ કન્યા પણ અમને મળવી જોઈએ અને તે મારવાડની ગાદીને શોભાવશે માટે જો આ માગણીનો અનાદર કરવામાં આવશે તો હું વેર લઈશ અને મોટો જંગ મચાવીશ."........

"આ કન્યાનું નામ કૃષ્ણકુમારી હતું. તેના હસ્ત મેળાપમાટે ઉપર બતાવેલા હરીફ ઉભા થયા હતા, અને તેમની મદદે તેમના રાજ્યના બહાદુર માણસો તેમજ હિંદુસ્તાનના લુંટારાઓ પણ હતા. આનું પરિણામ એ આવ્યું કે પ્રાચીન સમયની હેલનના સંબંધમાં બન્યું હતું તેમ આ કન્યાના તથા પ્રતિસ્પર્ધિઓના કુલોનો નાશ થયો. જયપુરના રાજાએ સિંધીઆને પૈસા આપવાની ના પાડી તેથી તે તેની સામે થયો એટલુંજ નહી પણ તેણે મારવાડના માન રાજાને મદદ કરી અને મેવાડના રાણાને જયપુરના એલચીઓને કાઢી મુકવાનો હુકમ કર્યો. રાણાએ તેમ કરવા ના પાડી એટલે સિંધીઆના લશ્કરે આગળ કુચ કરવા માંડી. તેને અટકાવવા માટે રાણા તરફથી નિષ્ફળ પ્રયત્ન (જેમાં જયપુરી લશ્કર શામીલ થયું હતુ) થયો અને સિંધીઆનું લશ્કર આગળ વધ્યું.

"આઠ હજાર માણુસના લશ્કર સાથે સિંધિઆએ જે જગાએથી પોતાની તોપો ઉદે-પુરના કોટને પહોંચી શકે તે જગાએ મુકામ કર્યો. રાણાને કંઇ રસ્તો રહ્યો નહિ. તેને લગ્નની તૈયારી બંધ કરવી પડી, અને સિંધિઆના ફરમાન મુજબ વર્તવાની જરૂર પડી. સિંધિઆ એક મહિનો ખીણુમાં રહ્યો. તેની અને રાણાની મુલાકાત એકલિંગજીના દેવળમાં થઇ. લગ્નની તૈયારીમાં આવી રીતે વિઘ્ન થયું તેથી જયપુરના રાજાએ પોતાની નિષ્ફળ થયલી આશા તથા અપમાન માટે વૈર લેવાની તૈયારી કરી, અને જયપુરના રાજ્યની ચઢતીના સમયમાં પણ કદી ભેગું નહિ થયલું તેવું મોટું લશ્કર તેણે (જોધપુર પર ચઢાઈ કરવા માટે) એકઠું કર્યું. રાજા માને પણ વિરોધ સ્વીકારી મરૂદેશની તલવારો

તૈયાર કરી. મારવાડમાં કુસંપ ફેલાણો હતો. ગાદી માટે જુદા જુદા પ્રતિસ્પર્ધિઓ હતા તેથી તેમના જુદા જુદા પક્ષ પડી ગયા હતા, અને ત્યાંપણ મરાઠાની સત્તા પહોંચી હતી. રાજા માને પોતાના પક્ષની મદદથી રાજ્યગાદી મેળવી હતી તેથી તે પક્ષનો તે આશ્રિત હતો. પોતાના સામંતોને એક બીજા સામે ઉશ્કેરવાની તે વખતની ખોટી રાજ્યનીતિ તેને ગ્રહણ કરવાની જરૂર પડી હતી. રાજા માનથી જે લોકો અસંતુષ્ટ હતા તેમને પોતાનો લાંબા વખતનો અસંતોષ બતાવવા આ વાતથી તક મળી. મેવાડના દૃષ્ટાંતનું અનુકરણ કરી તેઓએ મારવાડની ગાદીમાટે એક ખોટા હકદારને ઉભો કર્યો. તેની મદદે તે ઉભા રહ્યા અને જયપુરના સૈન્ય સાથે તેનો વાવટો ઉભો કર્યો. જયપુરનો રાજા ૧૨૦૦૦

માણસના લશ્કર સાથે માન સામે ધસ્યો આવતો હતો. રાજા માનના લશ્કરની સંખ્યા અર્ધ કરતાં પણ ઓછી હતી. બંને લશ્કરો તેમના રાજ્યના સીમાડા નજીકના પરવતસર ગામ આગળ મળ્યાં. યુધ્ધ થોડો વખત ચાલ્યું, કારણ કે તોપનો મારો ચાલુ થયો કે તરત જ મારવાડના ઉમરાવોનો મોટો ભાગ સામા પક્ષને મળી ગયો. રાજા માને આપઘાત કરવા માટે પોતાની કટાર ખેંચી પણ તેના કેટલાક નિમકહલાલ સામંતોએ તે ઝુંટાવી લીધી. રણક્ષેત્રમાંથી તેને લઈ ગયા. જયપુરી લશ્કર તેની પાછળ પડયું. તેણે જોધપુરનો ઘેરો ઘાલ્યો છ મહિના સુધી બહાદુરીથી શહેરનો બચાવ કરવામાં આવ્યો આખરે મારવાડની રાજ્યધાની લીધી અને ત્યાં લુંટ ચલાવી. “ જોધાનો કિલ્લો તે સામે તિરસ્કારથી હસ્યા

કર્યો. ” પ્રપંચની મદદથી જયપુરનું મોટું લશ્કર જે વીસ માઈલ સુધીના આસપાસના મેદાનમાં પડી ખોરાક ખલાસ કરી ગયું હતું તે વિખરવા માંડયું. દરેક પલટણમાં કાવત્રાં ફેલાણાં અને આ યુદ્ધનો બીકણુપણા અને નાસ-ભાગમાં અંત આવ્યો. રાજવાડાનો ઝર્કસીસ—બાયલો કછવો—પોતાની અંગત સલામતી માટે બ્હીતો હતો. મારવાડના બહાદુર સામંતોએ સ્વદેશાભિમાનની લાગણીથી નિશ્ચય કર્યો કે કછવાની જીત થવા દેવી નહી. તેઓએ જયપુરી લશ્કર પર હુમલો કર્યો અને તેમણે, જયપુરી લશ્કરે જોધપુરની લુંટમાં મેળવેલી પોતાની નામોશીની ચીજો, પણ પાછી મેળવી. ચઢાઇ કર-નારનું જંગી લશ્કર વિખરાઈ ગયું અને “ જગતનો સિંહ ” તેના હરીફના ઉજ્જડદેશમાંથી આડે

અવળે રસ્તે થઇ પોતાની રાજધાનીમાં ગયો....."

"નવાબ અમીરખાન હિંદુસ્તાનમાં એક તોફાની અને લુચ્ચો સરદાર હતો. તેની મદદથી જોધપુરની ગાદીના ખોટા હકદારના લશ્કરનો નાશ કરવામાં આવ્યો. અમીરખાને પોતેજ પોતાના તોપખાનાની અને ઘોડેસ્વાર લશ્કરની મદદ આ જ ખોટા હકદારને આપી હતી. પણ તે લાલચુ હતો. રાજા માન તરફથી મોટી રકમની તેને લાંચ મળી એટલે તે ફૂટી ગયો અને રાજા માનના વિરોધીઓ સામે થઇ તેમને દબાવી દીધા".

"કૃષ્ણકુમારી સોળ વર્ષની હતી. તેની મા ચાવડા કુળની હતી. તેનું સૌન્દર્ય અનુપમ હતું. તે "રાજ-સ્થાન"નું ફૂલ કહેવાતી હતી......"

"ક્રૂર અને લોહી–તરસ્યો પઠાણ (અમીરખાન) ઉદેપુર ગયો. ત્યાં તે લુચ્ચા અજીતને મળ્યો. પઠાણે પોતાનો મનસુબો જાહેર કરી જણાવ્યું કે કુમારીને રાજા માન સાથે પરણાવવી અગર તો મૃત્યુને શરણ કરી રજવાડામાં શાન્તિ સ્થાપવી. પોતાની દીકરી રાજા માનને પરણાવવી અગર તેમ ન કરે તો પઠાણનો ગુસ્સો અને વેર પોતાના શિર પર વ્હોરી લેવાં એવું જ્યારે રાણાએ જોયું ત્યારે એવો હુકમ કરવામાં આવ્યો કે કુમારીને યમશરણ કરવી."

"પણ આ કામ પાર પાડવાનું સ્ત્રીઓને સોંપવામાં આવ્યું. પુરૂષના હાથે તેનો અમલ કરવાની ના પાડી. પૂર્વ તરફના રાજાનું જનાનખાનું એક સ્વતંત્ર દુનિયા છે. તે એક ભુલ-

ભુલામણી છે. ત્યાંની દોરીઓથી ચાલતાં પુતળાંથી માણુસ જાતને ભય લાગે છે. અહિં ખટપટની સત્તા સર્વોપરી છે અને તેની અસર મ્હારની દુનિયાપર થાય છે. ચોથી પેઢીએ મળતા દોલતસિંહને "ઉદેપુરનો ટેક સાચવવાનું" કહેવામાં આવ્યું, ત્યારે તેણે ત્રાસ પામીને કહ્યું "જે જીભ આવો હુકમ આપે છે તેનો ઉચ્છેદ થજો! જો આવી રીતે ટેક સાચવવાનો હોય તો મ્હારી રાજ્ય-ભકિતમાં પણ ધૂળ પડો!" તે પછી રાણાના સગા ભાઈ જુવાનદાસને બોલાવવામાં આવ્યો. આવી પડેલું ધર્મ-સંકટ તેને સમજાવવામાં આવ્યું, અને એમ પણ તેને કહેવામાં આવ્યું કે સાધારણ માણસથી આ કામ બની શકે તેમ નથી. તેણે કટાર લીધી. પણ જ્યારે લાવણ્યમયી કુમારી તેની નજરે આવી કે તેની કટાર તેના

હાથમાંથી ભૂમિપર પડી ગઇ અને તે કુમારી કરતાં પણ વધારે દુ:ખી અવસ્થામાં ત્યાંથી પાછો ગયો. કુમારીને મારી નાંખવાનો હેતુ જાહેર થયો એટલે તેની ભય પામેલી માતાની કારમી ચીસોથી મહેલ ગાજી ઉઠયો. તે તેની દીકરીના મારાઓને શાપ આપવા લાગી અને પુત્રીની જીંદગી બચાવવા માટે કરૂણ સ્વરે વિનવવા લાગી. મોત તો લખાઇ ચૂકયું હતું પણ તે થોડું ઠેલાયું. આ હકીકત કહેનારના શબ્દમાં કહીએ તો "કટાર વેગળી થઇ પણ કસુંબાનો પ્યાલો તૈયાર થયો" અને તે પણ સ્ત્રીઓને હાથે. દાસીએ પ્યાલો "પિતાશ્રીએ મોકલ્યો છે" એમ કહી કુમારીને આપ્યો. પ્રણામ કરી તે પ્યાલો ગટગટાવી ગઇ, અને પિતાને આશિર્વાદ મોકલ્યા. ગાંડી બનેલી માતાએ જ્યારે શાપનો વરસાદ વર્ષાવ્યો ત્યારે

કુમારીએ આંખમાં એક પણ આંસુ લાવ્યા સિવાય તેને દિલાસો આપવા માંડયો. તેણે કહ્યું—"માતા, આ ક્ષણભંગુર દેહ વ્હેલી પડે તે માટે આવડો કલેશ શો ! ! મ્હને મરણનો લગારે ભય નથી. હું ત્હમારી પુત્રી નથી ? શા માટે હું મોતથી ડરૂં ? આપણે જન્મથી બલિદાન માટે સર્જાયાં છીયે. જન્મતાં જ આપણને યમશરણ કરે છે. આટલો લાંબો વખત જીવવા પામી તે બદલ મ્હારા પિતાનો ઉપકાર માનવો જોઇએ" તેને ઉલટી થઇ ત્યાં સુધી તેણે આ પ્રમાણે વાત કરી. ફરીથી વિષનો પ્યાલો તૈયાર કરવામાં આવ્યો અને ફરીથી તે પી ગઇ. ફરીથી ઉલટી થઇ. ધૈર્યની કસોટી કરવા માટે જાણે ત્રીજો પ્યાલો આપવામાં આવ્યો, અને ત્રીજી વખત પણ આ ભયંકર

કાર્યને મદદ કરવાની કુદરતે ના પાડી (ઉલટી થઇ). જાણે કૃષ્ણકુમારી અમર થવાને સર્જીત હોય તેમ તેના કુળના સ્થાપનારની જીંદગી બચાવનારી મોહિની તેનામાં ઉતરી હોય તેમ લાગ્યું. પણ પઠાણ અને અજીત—બે શિકારી કુતરા—તેને ઠેકાણે કરવા કટિબદ્ધ હતા. નિર્ઘૃણતાએ જાણે પોતાનું બળ એકઠું કરી અંતિમ પ્રયત્ન કર્યો. તે પ્યાલો તેણે હસતે વદને પીધો અને પ્રભુના ધામમાં સત્વર જવાનું ઇચ્છયું. નિર્ઘૃણતાનો વિજય થયો અને તે ગાઢ નિદ્રામાં પોઢી તે ફરી જાગી જ નહિ."

"તેની દુખી માતા તેના મરણ પછી બહુ જીવી નહિ. તે દુઃખથી ભાગી પડી. તેણે ખોરાક

લેવાની ના પાડી. પુત્રીના મરણુ પછી થોડા વખતમાં તેના દેહને પણુ અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ”

(રા. કારભારીના અનુવાદમાંથી કેટલાક સુધારા સાથે.)

# મૃત્યુ

ક્રૂર મુખ બીહામણું
　　　મનુજ ત્હારું માનતા,
વિકળ ને વિહ્વળ બનીને
　　　અંતરે ઉદાસતા. ૧

દૂર કરવા તુજને
　　　યત્ન અણુગણુ યોજતા,
આહમાંથી છુટવા
　　　ઉપાય ઉલટે ખોજતા. ૨

આંખથી તુજને જુએ,
ફાળ ઉડી ઉરમાં
સત્વરે પડતી, અને જો
શોક કુદે શૂરમાં. ૩

જીંદગી જુઠી બને,
કાન્તિ કાયાની પળે,
દુઃખ જોઇ વર્તમાને
દુઃખ ભાવિમાં કળે. ૪

ભય નહિ મુજને દીસે,
મુખ છે એ ભયકરૂ,
ઉગ્રતા ઉછળી રહી ત્યાં
રંગ હું ન્યારા પુરૂં. ૫

પ્રબળ મ્હારૂં જોઇને
ઉગ્રતા ઉતરી જતી,
સ્મિત સોહતું વ્હાલસોયું,
સ્નેહની દીસે ગતિ. ૬

પ્રેમથી તું લાડતો,
જુઠને તું તાડતો,
સત્યનાં શીળાં સ્વરૂપો
નયન આગે લાવતો. ૭

મિત્ર મુજનો તું બને
સત્ય રૂપે રાજીને,
પોષતો જાણે પ્રભાથી
સૂરજ શું વનરાજીને ? ૮

વિકૃતિ વેગે હણે,
દોહ્યલાં દુઃખો લણે,
શાન્તિનાં શુભ દાન દેઇ
મધુર મંત્રો તું ભણે. ૯

નવિનતાની માવડી !
રમ્યતા તું રેલતો,
જગતની જડતા હરીને
અખૂટ યૌવન વેરતો. ૧૦

ચાહું તુંને ઉરમાં,
અમરતા તું આપતો,
અમર તત્વે ભેળવી
મૌલિક સ્વરૂપે સ્થાપતો. ૧૧

૪-૩-૨૮.